મુંબઈ ઇલાકાના કેળવણી ખાતાએ ઇનામ તથા લાયબ્રેરી
માટે મંજુર કરેલું

બાલોપયોગી

# વાર્તાઓનો સંગ્રહ.

## ભાગ ૧ લો.




પ્રકાશક,

ચંદુલાલ મણીલાલ પરીખ

ખડાયતા બુકડીપો તરફથી

રીચીરોડ, અમદાવાદ.




કિંમત ત્રણ આના.

બાલોપયોગી.

# વાર્તાઓનો સંગ્રહ.

## ભાગ ૧ લો.

કર્તા,
**ગોકળદાસ કુબેરદાસ મહેતા.**
માળીની ખડકી, માંડવીની પોળ, **અમદાવાદ.**

પ્રકાશક,
ખડાયતા બુકડીપો તરફથી
**ચંદુલાલ મણીલાલ પરીખ,**
રીચીરોડ, **અમદાવાદ.**

આવૃત્તિ બીજી. પ્રત ૧૦૦૦.
સંવત ૧૯૭૮. સને ૧૯૨૨.



**અમદાવાદ,**
પીરમસારોડ ઉપર ધી નિર્મળ પ્રીન્ટિંગ પ્રેસમાં
લલ્લુભાઈ ઈશ્વરભાઈ ત્રિવેદીએ છાપ્યો.

**કિંમત રૂ. ૦-૩-૦.**

# પ્રસ્તાવના.



પુસ્તકનું પહેલું પાનું તો પ્રસ્તાવનાનુંજ હોવું જોઇએ, એ ચાલતી આવેલી પ્રથાનો મારાથી ભંગ શી રીતે થાય ?

ગત સાહિત્યપરિષદ પ્રસંગે શ્રીમતી વિદ્યાગૌરીબેને બાળ સાહિત્યનો નિબંધ વાંચતાં કહેલું કે ' પ્રાથમિક શાળાના શિક્ષકો આ દિશામાં સારૂં કામ કરી શકે.' તેમનાં આ પ્રોત્સાહક વચનોથી પ્રેરાઇ આ લઘુ પુસ્તક લખવાનો મેં પ્રયત્ન કર્યો છે.

રાષ્ટ્રીય ભાવનાના આધુનિક જમાનામાં દેશના બાળકો પોતાના દેશનાં ચારિત્ર્યવાન મનુષ્યોને પડતાં મૂકી, અમેરિકા સુધી જ્યોર્જ વૉશિંગ્ટનને શોધવા જાય, એ કોઇ રીતે ઇચ્છવાજોગ નથી.

આ વાર્તાઓ પૈકી ૧, ૧૦ ને છેલ્લી કલ્પિત છે. તેમાં કેટલે અંશે સફળતા મળી છે તે વિચારવાનું મોટેરાંને સોંપું છું. બાકીની બીજી વાર્તાઓ ધાર્મિક પુસ્તકોમાંથી લેવામાં આવી છે, તે કંઇ નવી નથી. માત્ર તેઓ બાળકની દૃષ્ટિથી લખાએલી છે કે કેમ તેજ જોવાનું છે.

અંતમાં આ લઘુ પુસ્તક છપાવી પ્રસિદ્ધિમાં મૂક્યા બદલ ખડાયતા બુક ડીપોના માલીક ભાઈ ચંદુલાલ મણીલાલનો ઉપકાર માનું છું.

સંવત ૧૯૭૭,
શ્રાવણ સુદ ત્રીજ
શનિવાર.

લેખક.

## ૧. અપકારને બદલે ઉપકાર.

એક શેઠને ત્રણ દીકરા હતા. તેઓ ભણીગણી સારો વેપાર કરતાં શીખ્યા હતા. શેઠ પણ પૈસેટકે સુખી હતા. તે શેઠની પાસે એક કીમતી હીરાની વીંટી હતી. પોતાના ત્રણે છોકરાઓને શેઠે કહી મૂક્યું હતું કે જે છોકરો સારૂં કામ કરશે, તેને મારા મુઆ બાદ આ વીંટી બક્ષીસ આપવામાં આવશે.

શેઠ ઘરડા થયા અને મરણ પથારીએ પડયા. ત્રણે છોકરાને બોલાવી પૂછવા લાગ્યા, ભાઇઓ, તમે દરેક પોત-પોતાનું કરેલું સારૂં કાર્ય કહી બતાવો. એટલે પછી મારે વીંટી કોને આપવી તે હું નક્કી કરૂં.

પહેલો છોકરો બોલ્યો, બાપા, હું એક વખત પર-ગામ ગયો હતો. રસ્તામાં એક માણસ ટાઢથી ધ્રૂજતો હતો તેની પાસે પહેરવા ઓઢવાનું એક પણ વસ્ત્ર હતું નહિ. તે રસ્તે જનારને લુગડા માટે ઘણા કાલાવાલા ક-રતો હતો. પણ કોઈ તેના કહેવા ઉપર ધ્યાન આપતું નહિ. મને તેની ઉપર દયા આવી. મારી પાસેની ગરમ કામળી મેં તેને આપી દીધી. આગળ ચાલતાં એક બીજો ભિખારી મળ્યો. તેને મેં મારી પાસેના પૈસામાંથી પાં-

વાનું લેઈ આવ્યું. આ રીતે મેં બે જણને મદદ કરી સંતોષ્યા છે.

છોકરાની વાત સાંભળી ડોસો બોલ્યો, બેટા, તેં ગરીબને મદદ કરી તારી ફરજ બજાવી છે. બીજું કંઈ વધારે કર્યું નથી. ગરીબની દયા ખાવી એ મનુષ્યનો ધર્મ છે. હજારો માણસો અન્ન અને વસ્ત્ર વિના ટળવળતાં હોય, અને આપણે સુખચેનથી પૈસા ઉડાવીએ એ મોટામાં મોટું પાપ છે. જે માણસ પોતાની ફરજ બજાવતો નથી, તે મહા પાપી છે.

પછી ડોસાએ બીજા છોકરાને પૂછ્યું, ભાઈ, તું તારી હકીકત કહે. બીજો છોકરો બોલ્યો, પિતાજી હું એક વખત હોડીમાં બેસી ફરવા જતો હતો. મારી હોડીમાં એક બાઈ પોતાના નાના છોકરાને લેઈ બેઠી હતી. હોડી ઉંડા પાણીમાં આવી એટલે છોકરો એકદમ તેની માના હાથમાંથી છલંગ મારી નદીમાં પડ્યો. મને તરતાં આવડતું હોવાથી, હું કંઈ પણ વિચાર કર્યા સિવાય પાણીમાં કૂદી પડ્યો. પેલા છોકરાને પકડી હોડીમાં બેઠેલી તેની માને પાછો સોંપ્યો. ડોસાએ કહ્યું, ભાઇ, તેં પણ તારી ફરજ જ બજાવી છે. તારી આવડનો ઉપયોગ તેં કરી બતાવ્યો છે. ડૂબતાને તારવો, એ તારી ફરજ હતી કારણ કે તે વિદ્યા તને આવડતી હતી. તેમાં તેં કંઈ વિશેષ કર્યું નથી.

પછી ત્રીજા છોકરાનો વારો આવ્યો. તે બોલ્યો, પિતાજી, આપણી પાડોશમાં રહેતા મોહનલાલ આપણા કટ્ટા દુશ્મન છે છતાં તે દિવસે રાત્રે તેમના ઘરમાં આગ લાગી હતી તે વખતે હું જાગતો હતો. તેના ઘરનાં બધાં માણુસો બારણું બંધ કરી ઊંઘતાં હતાં. હું એકદમ ઊઠયો. આપણા ઘરમાંથી નીસરણી લાવી મેં તેના મકાનની બારી નીચે ગોઠવી. પછી તે ઉપર ચઢી બારીને લાત મારી ઉઘાડી. અંદર જઈ જોયું તો સઘળાં ઘસઘસાટ ઊંઘતાં હતાં. પાસેના ખંડમાંથી અગ્નિની જ્વાળા નીકળતી હતી. મેં ધીમેથી એક પછી એક દરેકને ઝાલી બારીએથી નીચે ઉતાર્યાં. પછી આગ હોલવવાનો યોગ્ય બંદોબસ્ત કર્યો. ત્રીજા છોકરાનું આ કથન સાંભળી ડોસો બોલી ઉઠયો. શાબાશ, બેટા, શાબાશ. તારૂં કામ હું સારૂં ગણુંછું.

પોતાની ફરજ બજાવવી, કે પોતાની આવડનો ઉપયોગ કરવો તેમાં કંઈ વધારે કર્યું કહેવાય નહિ. વળી કોઈએ આપણી ઉપર ઉપકાર કર્યો હોય અને તેનું આપણે ભલું કરીએ, તે પણ સારૂં કહેવાય નહિ. તે તો કરવુંજ જોઈએ. પરંતુ અપકારને બદલે ઉપકાર કરવો તે સર્વથી શ્રેષ્ઠ છે. પોતાના મિત્રને મદદ કરવી એ સૌનો ધર્મ છે, પણ દુશ્મનને મદદ કરવી એ સૌથી સારામાં સારૂં કાર્ય કર્યા બરાબર છે.

આ દુનિયામાં દરેક મનુષ્યને જુદી જુદી જાતની ફ્રજો બજાવવાની હોય છે. જે પોતાની ફરજ અદા કરે છે, તેને સુખ મળે છે. તમો ત્રણમાંથી પહેલા બેએ પોતાની ફરજ અદા કરી છે. તે પણ સારૂં છે, પણ આ તમારા નાના ભાઈએ જે કાર્ય કર્યું છે તે તમારા બંનેથી શ્રેષ્ઠ છે, માટે હું આ હીરાની વીંટી તેને આપું છું અને તમને પણ સલાહ આપું છું કે " તમે પણ તમારા દુશ્મનને મિત્રની માફક મદદ કરજો."

---

## ૨. ધ્રુવકુમાર.

ઉત્તાનપાદ નામનો રાજા હતો. તેને સુરુચિ અને સુનીતિ નામની બે રાણીઓ હતી. સુરુચિ રાણી રાજાને ઘણી માનીતી હતી. તેના પુત્રનું નામ ઉત્તમ હતું. સુનીતિ સ્વભાવે ઘણી સુશીલ હતી, છતાં રાજાની અણમાનીતી હતી. તેના પુત્રનું નામ ધ્રુવજી હતું.

ધ્રુવજી નાનપણથીજ ડાહ્યો અને વિચારવંત હતો. તે નિરંતર પોતાની માની આજ્ઞા પાળતો. પોતાને તથા પોતાની માને રાજા તરફથી તથા અપરમા તરફથી વારંવાર ઘણું દુઃખ વેઠવું પડતું, છતાં તે કોઈ વાર તેમના ઉપર રીસ ચઢાવતો નહિ. સુનીતિ ધ્રુવજીને હંમેશાં સારી સારી શિખામણ દેતી, અને પ્રાણી માત્ર ઉપર વહાલ

રાખવા કહેતી. સુરુચિના પુત્ર ઉત્તમને તે પોતાના પુત્ર સમાન ગણુતી. સુરુચિનો સ્વભાવ સુનીતિથી ઉલટા પ્રકારનો હતો. તે સુનીતિ અને ધ્રુવજીને જોઇ અદેખાઈ કરતી, અને તેમને સુખે રહેવા દેતી નહિ.

એક વખત ઉત્તાનપાદ રાજા કચેરી ભરી બેઠા હતા. ધ્રુવજી ફરતો ફરતો ત્યાં આવી પહોંચ્યો. પોતાના પિતાના ખોળામાં બેસવાનું મન થવાથી તે એકદમ સિંહાસન પાસે ગયો. આ વખતે સુરુચિ ત્યાં ઉભી હતી. ધ્રુવજી પિતાના ખોળામાં બેસવા જાય છે, તેવીજ તે બોલી ઉઠી. "અલ્યા ધ્રુવ, તું અહીંથી એકદમ ચાલ્યો જા. રાજાના ખોળામાં બેસવાનો તારો હક નથી. તારે જો રાજાના ખોળામાં બેસવું હોય, તો તું ફરીથી મારે પેટે જન્મ લે. રાજાના ખોળામાં બેસવાનો હક મારા પુત્ર–ઉત્તમ–નો છે." ઓરમાન માનાં આવાં કઠણુ વચન સાંભળી ધ્રુવજી દીલગીર થયો. ઉત્તાનપાદ રાજા પણુ રાણીની બીકથી કંઈ બોલી શકયા નહિ. ધ્રુવજી ત્યાંથી દોડી પોતાની મા પાસે ગયો. માને બનેલી સર્વ હકીકત સંભળાવી. માએ કહ્યું, બેટા, એમાં દીલગીર થવા જેવું નથી. તે તારા પિતાની માનીતી હોવાથી તે પ્રમાણે વર્તે એ સ્વાભાવિક છે. પૂર્વે આપણે પાપ કરેલાં હોવાથી આ ભવમાં દુઃખ વેઠીએ છીએ. હવે સારાં કૃત્ય કરીશું, તો આવતા જન્મમાં આ-

પણુને જરૂર સુખ મળશે. આ દુનિયામાં સુખ અને દુઃખ હમેશાં ટકતાં નથી.

ઉત્તમ અને તેની માએ પૂર્વ જન્મમાં પુણ્ય કરેલાં હોવાથી આ જન્મમાં રાજા તેમને સારી રીતે માન આપે છે. માતાનાં આવાં વચન સાંભળી ધ્રુવજી બોલી ઉઠયો. મા, મા, મને એવો રસ્તો બતાવ, કે જેથી આપણને સુખ થાય. માએ કહ્યું, બેટા, સુખની ઇચ્છાવાળા મનુષ્યે પોતાની શક્તિ પ્રમાણે પુણ્યદાન કરવું, કોઈને ખોટું લાગે તેવું બોલવું નહિ, ખોટાં કામ છોડી નીતિને રસ્તે ચાલવું. અને એકાંતમાં બેસી પ્રભુનું ધ્યાન ધરવું. આમ કરવાથી સર્વ સુખ મળે છે.

ધ્રુવજીએ વિચાર્યું કે માનું કહેવું ખરૂં છે. પ્રભુની ભક્તિથીજ સર્વ સુખ મળે છે. ઘરમાં રહી મારાથી પ્રભુની ભક્તિ થઈ શકશે નહિ. તે એક રાત્રે પોતાની માને ઊંઘતી મેલી જંગલમાં ગયો. રસ્તામાં તેને નારદમુનિ મળ્યા. તેમણે ધ્રુવજીને સમજાવ્યો, કે છોકરા તું જંગલમાં જાય છે, પણ ત્યાં તને દુઃખ પડશે. વિકાળ પશુઓ તને ફાડી ખાશે. તું મારી સાથે પાછો ઘેર ચાલ. હું તારા બાપને સમજાવીશ. ધ્રુવ નારદજીના કહેવાથી ડગ્યો નહિ. એટલે નારદજીએ ભગવાનની ભક્તિ શી રીતે કરવી, તે સમજાવ્યું. ત્યારપછી નારદજીને પ્રણામ કરી ઘોર જંગ-

લમાં જઈ તેણે તપ કરવા માંડયું. આ તરફ નારદજી ઉત્તાનપાદ રાજા પાસે આવ્યા. તે ધ્રુવજીના જવાથી ગાંડા જેવો થઈ ગયો હતો. હવે તેને પોતાનાં કૃત્ય માટે પસ્તાવો થયો. રાજા નારદજીને કહેવા લાગ્યા કે હે ભગ-વાન, મારા છોકરાનાં મને દર્શન કરાવો. નારદે રાજાને શાંત પાડી કહ્યું, હે રાજા, તારો કુંવર તારી ઇકોતેર પે-ઢીને તારશે. મેં તેને ઘણો સમજાવ્યો પણ તે પાછો આવ્યો નહિ.

જંગલમાં ધ્રુવને ખાવાનું મળે નહિ, પહેરવાને કપડાં ન મળે, ટાઢ તાપ વેઠવાં પડે, જંગલનાં પ્રાણી–વાઘ, વરૂ, સિંહ–આવી તેને ડરાવે, છતાં તે જરા પણ ગભરાયો નહિ. એક ચિત્તથી તેણે ઘણો વખત ઈશ્વરનું ધ્યાન ધર્યું. લાંબા વખત પછી પ્રભુએ તેને દર્શન દીધાં, અને કહ્યું. બચ્ચા, માગ, માગ, તું માગું તે આપું. હું તારી ભક્તિથી પ્રસન્ન થયો છું! ધ્રુવજી ભગવાનને જોઈ ઉભો થયો, અને સાષ્ટાંગ દંડવત પ્રણામ કીધા. પછી બે હાથ જોડી પ્રભુની પ્રાર્થના કરવા લાગ્યો. હે ભગવાન, આપે મારી ઉપર દયા કરી દર્શન દીધાં, તેથી હું પાવન થયો છું. છતાં આપની ઇચ્છાને અનુસરી રાજ્ય માગું છું તે આપો. ભગવાને કહ્યું, તથાસ્તુ. બેટા, તું હવે ઘેર જા, કારણ કે તારાં મા-બાપ તારા વિયોગથી ઘણું દુ:ખ પામે છે. તારો બાપ

હવે પોતાની ભૂલ સમજ્યો છે, માટે તું જલદી ઘેર પાછો જા. પ્રભુની આજ્ઞા માથે ચઢાવી ધ્રુવજી ઘેર આવ્યા. તેના પિતા તેને લેવાને સામા આવ્યા. વાજતે ગાજતે તે નગરમાં ગયા અને હજારો વર્ષ રાજ્ય ભોગવી આખરે મરણ પામ્યા.

---

## ૩. સીતા.

જનક રાજાની પુત્રી અને રામચંદ્રજીની સ્ત્રીનું નામ સીતાજી હતું. તેઓ સ્વભાવે સુશીલ અને શાંત હતાં. સ્વયંવર કરી તેઓ રામચંદ્રજી સાથે પરણ્યાં હતાં. સાસરે આવ્યા પછી પોતાનાં સાસુસસરા તથા અન્ય સગાંવહાલાંની સારી રીતે સેવા કરતાં. પોતાના પતિને દરેક કાર્યમાં મદદ કરતાં હતાં.

પિતાની આજ્ઞા પાળવા રામચંદ્રજી ચૌદ વરસ વનમાં ગયા. સીતાજી પણ તેમની સાથે ગયાં. વનમાં ઝુંપડી બાંધી રામ, લક્ષ્મણ, અને સીતા રહેતાં હતાં. પર્ણકુટીની આસપાસ સીતાજીએ એક સુંદર વાડી બનાવી હતી. તેમાં જાત જાતનાં ફૂલઝાડ રોપ્યાં હતાં. સીતાજીની વાડીમાં સુંદર પક્ષીઓ તથા હરણો ચરવાને માટે આવતાં.

એક દિવસ સીતાજી પર્ણકુટીની બહાર નીકળી જુએ છે, તો એક મૃગ પોતાની વાડીમાં ચરતો દીઠો. તે મૃગનો

રંગ સોનાના જેવો સુંદર હતો. મૃગને જોઈ સીતાજી રામચંદ્રજીને કહેવા લાગ્યાં, કે હે સ્વામિનાથ, પેલા સોનાના મૃગને મારી તેની ચામડીની મારી કાંચળી શીવડાવો. રામે કહ્યું, એ ખરેખરો મૃગ નથી. રાક્ષસો રૂપ બદલી એવાં રૂપ ધારણ કરે છે; માટે તમો એવું એવું જોઇ મોહ પામશો, તો કોઈ વખત દુ:ખમાં આવી પડશો. રામચંદ્રજીનું કહેવું પણ ખરૂંજ હતું. લંકાના રાજા રાવણે પોતાના મામાને મૃગનું રૂપ આપી મોકલ્યો હતો. રામનું કહેવું સીતાએ ગણકાર્યું નહિ. તેઓ મૃગને મારવાની હઠ લેઇ બેઠાં. ઘણું ઘણું સમજાવ્યા છતાં સીતાજીએ માન્યું નહિ. આથી ન છુટકે રામ ધનુષબાણ લેઈ લક્ષ્મણને પર્ણકુટીનું રક્ષણ કરવાનું સોંપી મૃગ પાછળ દોડયા. રામને જોઇ મૃગ ઘણે દૂર નાસી ગયો. મૃગને નાસતો જોઈ તેમણે તીર ફેંક્યું. રામનું તીર મૃગને વાગતાં તે જમીન ઉપર પડયો, અને તેણે મરતાં મરતાં બૂમ પાડી કે "લક્ષ્મણ વીર ધાજો."

સીતાજીએ આ શબ્દો સાંભળી લક્ષ્મણને પોતાના ભાઈની વારે જવા કહ્યું. લક્ષ્મણે કહ્યું, તમને ભણકારા વાગે છે. મારા ભાઈને આ દુનિયામાં કોઇ હરાવી શકે તેમ છેજ નહિ. લક્ષ્મણનાં આવાં વચન સાંભળી સીતાજી ક્રોધે ભરાયાં, અને લક્ષ્મણને ન કહેવાય તેવા હલકા શબ્દો

કહ્યા. ન છુટકે લક્ષ્મણ પર્ણકુટીની આસપાસ આણ ફેરવી ભાઈની પાછળ ગયા.

લક્ષ્મણના ગયા પછી લંકાનો રાજા રાવણ સાધુના વેશે પર્ણકુટીમાં ભિક્ષા માગવા આવ્યો, અને યુક્તિથી સીતાજીને પકડી પોતાની લંકા નગરીમાં લેઈ ગયો. રામ અને લક્ષ્મણ મૃગને લેઈ પર્ણકુટીમાં પાછા આવ્યા. જુએ છે તો પર્ણકુટીમાં સીતાજી મળે નહિ. તેઓ બંને ઘણું કલ્પાંત કરવા લાગ્યા. ઘણી તપાસ કર્યા પછી તેમને માલમ પડ્યું, કે સીતાજીને લંકાનો રાજા રાવણ લેઈ ગયો છે. રામે હનુમાન અને બીજા વાનરોની સહાયથી લંકા ઉપર ચઢાઈ કરી. રાવણને હરાવ્યો, અને સીતાજીને છોડાવી પાછાં લાવ્યા. ત્યાર પછી તેઓ અયોધ્યામાં આવી સુખ-ચેનમાં દિવસ ગુજારવા લાગ્યાં.

---

## ૪. શ્રવણ.

અયોધ્યાની પાસેના જંગલમાં એક મુનિ પોતાની સ્ત્રી તથા છોકરા સાથે રહેતા હતા. તેમના છોકરાનું નામ શ્રવણ હતું. મુનિ તથા તેમની સ્ત્રી ઘરડાં હોઈ, આંખે આંધળાં હતાં. શ્રવણ પોતાના માબાપની સારી રીતે સેવા કરતો. જંગલમાંથી ફળ લાવી તેમને ખવાડતો, અને નદીમાંથી પાણી લાવી પાતો. તેનાં માબાપ નિરંતર ઈશ્વર-ભક્તિ કરતાં.

એક વખત અયોધ્યાના રાજા દશરથ શિકાર કરવાને ફરતા ફરતા આ જંગલમાં આવી ચઢયા. વેગળેથી નદી દેખાવા લાગી. સંધ્યાકાળનો સમય હોવાથી ધાર્યું કે નદીમાં કોઈ જાનવર પાણી પીવા આવશે. તેનો અહીંથી બાણુ મારી શિકાર કરીશ. એમ વિચારી તેઓ ત્યાં બેઠા.

આ તરફ એવું બન્યું કે શ્રવણ પોતાનાં માબાપની આજ્ઞા લેઇ નદીએ પાણી ભરવા ગયો. નદીમાંથી પાણીનો ઘડો ભરતાં અવાજ થયો, તે સાંભળી દશરથ રાજાએ શબ્દવેધી બાણુ માર્યું. બાણુ આવી શ્રવણુની છાતીમાં વાગ્યું. તેના હાથમાંથી પાણીનો ઘડો પડી ગયો. તે તંમર ખાઈ જમીન પર પડયો. તેનું આખું શરીર લોહીલોહાણુ થઈ ગયું. એવામાં દશરથ રાજા દોડતા ત્યાં આવી પહોંચ્યા. જુએ છે, તો શ્રવણુને તરફડીઆં મારતાં દીઠો. રાજા ઘણો દીલગીર થયો. ધીમેથી શ્રવણુની છાતીમાંથી બાણુ કાઢી માફી માગવા લાગ્યો. શ્રવણે ધીમે સાદે કહ્યું, કે રાજા જે થવાનું હતું તે થયું. અહીંથી થોડે દૂર પર્ણકુટીમાં મારાં અંધ માબાપ રહે છે, તેમને માટે પીવાનું પાણી લઇ જાઓ. મારાં માબાપને સારી રીતે સંભાળજો. કોઇ જાતનું દુઃખ પડવા દેશો નહિ. આટલું કહી શ્રવણુ મરણુ પામ્યો.

પાણીનો ઘડો ભરી દશરથ રાજા ધ્રુજતે પગે પર્ણકુટી પાસે આવ્યા. કેવી રીતે વાત કરવી તેનો વિચાર

કરવા લાગ્યા. પગનો અવાજ સાંભળી મુનિ બોલ્યા, ભાઈ શ્રવણ, આજે કેમ વાર લાગી? શું રસ્તામાં કંઈ વિઘ્ન આવી પડયું? દશરથ રાજા કંઈ બોલી શકયા નહિ. મુનિ પત્નિએ ગળગળા થઈ પૂછ્યું. બેટા, કેમ બોલતો નથી? શું તને કંઇ દુઃખ લાગ્યું છે? બોલ, બાપુ, બોલ. દશરથ રાજા ગદ્‌ગદ્‌ કંઠે બોલ્યા. હે મુનિમહારાજ, આપનો પુત્ર શ્રવણ મારા બાણથી મરણ પામ્યો છે. તે નદીના કિનારે પડયો છે. હુ આપને પીવા પાણી લાવ્યો છું. આ વાત સાંભળી મુનિ પત્નિસહ મૂર્છા પામ્યા અને થોડીવારમાં તેઓ મરણ પામ્યાં

મરતી વખતે તેમણે દશરથ રાજાને શાપ આપ્યો કે જેવી રીતે અમે પુત્ર વિયોગે મરણ પામીએ છીએ, તેવી રીતે તું પણ તારા પુત્રના વિયોગથી મરણ પામીશ. આપણે જાણીએ છીએ કે દશરથ રાજા રામના વિયોગથી મરણ પામ્યા હતા.

---

## ૫. બાળકો પૃથ્વીની પ્રદક્ષિણા શું કરી શકે?

ગણપતિ અને કાર્તિક નામના બે ભાઈ હતા. તેમના પિતાનું નામ શંકર અને માતાનું નામ પાર્વતીજી હતું. એક દિવસ શંકર પાર્વતી પોતાનાં છોકરાં સાથે વાતચીત કરતાં હતાં. તેવામાં ગણપતિએ હસતાં હસતાં પૂછ્યું, બાપુ

અમને ક્યારે પરણાવશો ? પાર્વતીજી હસ્યાં, અને શંકર-સામું જોવા લાગ્યાં. શંકર ભગવાને હસતે ચહેરે કહ્યું. પુત્રો, તમારા બેમાંથી જે પૃથ્વી પ્રદક્ષિણા વહેલો કરી આવશે તેને પ્રથમ પરણાવવામાં આવશે. પિતાનાં આ વચન સાંભળી કાર્તિક પૃથ્વીની પ્રદક્ષિણા કરવા ઉપડી ગયો. ગણપતિએ વિચાર્યું કે આપણું શરીર તો ભારે છે, માટે કાર્તિકના પહેલાં પૃથ્વી પ્રદક્ષિણા કરી શકાશે નહિ. વળી શાસ્ત્રમાં કહ્યું છે કે માતાપિતાની સેવા કરવાથી અને તેમની પ્રદક્ષિણા કરવાથી પૃથ્વીની પ્રદક્ષિણા કર્યા બરાબર છે. આ વિચાર મનમાં આવતાં ગણપતિ હરખાયા, અને તરતજ બે સુંદર સિંહાસનો તૈયાર કરી મૂક્યાં. ત્યાર પછી સ્વચ્છ કપડાં માતાપિતાને પહેરાવી, સિંહાસન ઉપર બેસાડ્યાં. કંકુ, ચોખા, પુષ્પ વગેરે સામગ્રીથી માતાપિતાનું ગણપતીએ રૂડી રીતે પૂજન કર્યું. સાત વાર તેમની પ્રદક્ષિણા કરી સાષ્ટાંગ દંડવત પ્રણામ કરી ગણપતિ સામા ઉભા રહી બોલવા લાગ્યા. હે માતાપિતા, હવે આપ આપનાં વચન પૂર્ણ કરો. મેં આપની પ્રદક્ષિણા કરી પૃથ્વી પ્રદક્ષિણાનું ફળ મેળવ્યું છે. શંકર પાર્વતી ગણપતિની પોતાના તરફની ભક્તિ જોઈ પ્રસન્ન થયાં. ત્યાર પછી થોડે દહાડે ગણપતિનું મોટી ધામધુમથી લગ્ન કરવામાં આવ્યું.

## ૬. રંતિદેવ.

રંતિદેવ નામનો રાજા હતો. તે સ્વભાવે ઘણોજ દયાળુ હતો. કોઈનું દુઃખ તે જોઈ શકતો નહિ. બીજાનું દુઃખ ટાળવામાં તે પોતાના જીવની પણ દરકાર રાખતો નહિ. તેણે ઘણો પૈસો ખરચી ઠેકાણે ઠેકાણે કુવા, વાવ, ધર્મશાળા બંધાવ્યાં હતાં. મુસાફરોને માટે તેણે સારી સગવડ કરી રાખી હતી. પોતાના રાજ્યમાં ઘણે ઠેકાણે સદાવ્રતો ચાલુ કર્યાં હતાં. હજારો ભિક્ષુકો આ સદાવ્રતોનો લાભ લેઇ રાજાને આશીર્વાદ દેતા હતા.

એક વખત તેના દેશમાં ભારે દુકાળ પડયો. વરસાદ બીલકુલ વરસ્યો નહિ. અનાજ તેમજ ઘાસ નહિ મળવાથી માણસો અને જાનવરો મરવા લાગ્યાં. રાજાએ પોતાની તિજોરીમાંનું સઘળું ધન દુકાળીઆઓને આપવામાં ખર્ચી દીધું. છેવટે એવો વખત આવ્યો કે રંતિદેવને પણ અડતાળીસ દિવસના ઉપવાસ કરવા પડયા. ઓગણપચાસમે દિવસે તે ભોજન કરવા બેસે છે એવામાં એક ભૂખ્યો બ્રાહ્મણ ત્યાં આવી પહોંચ્યો. રાજાએ તેને ભોજન કરાવી વિદાય કીધો. બારણે આવી જુએ છે, તો એક ભિખારી અન્ન વિના ટળવળે છે. તેની આંખમાંથી ચોધારે આંસુ વહે છે. ભૂખથી બોલી શકાતું નથી. રાજાને ભિખારીની આવી સ્થિતિ જોઇ અતિશય દયા આવી. પોતાનાં માણ-

સોને મોકલી તેણે તે ભિખારીને અન્નજળથી શાંત કરવા કહ્યું.

થોડીવારમાં એક બીજો માણસ પાંચ સાત કુતરાંને લઈ રંતિદેવ રાજાનું નામ પોકારતો પોકારતો ત્યાં આવી ચઢયો. તેણે મોટેથી બૂમ પાડી કહ્યું, હે રંતિદેવ રાજા, હું અને મારાં કુતરાંઓ સાત સાત દિવસથી ભૂખ્યાં છીએ માટે અમને ખાવાનું આપો. રાજાએ તરતજ જે થોડું ખાવાનું રહ્યું હતું તે પેલા માણસને તથા તેના કુતરાઓને ખવડાવી દીધું. પછી તેને ખાવાનું કંઇજ રહ્યું નહિ. ફક્ત થોડું પીવાનું પાણી રહ્યું. રાજાએ મનમાં વિચાર્યું કે હશે, મારા એક જીવને બદલે બીજા ૧૦-૧૨ જીવ બચ્યા છે, એ ખરેખર મારાં ધન્યભાગ્ય છે. હું હવે આટલું પાણીજ પી શાંત થઈશ, એમ કહી તે જેવો પાણી પીવા જાયછે, તેવોજ એક ચંડાળ ત્યાં આવી ઊભો રહ્યો. રાજાને આજીજી કરી કહેવા લાગ્યો:-મહારાજ મને તરસ લાગી છે. પાણી વિના મારો જીવ જાય છે. મારાથી હવે વધુ બોલાતું નથી. કૃપા કરી થોડું પાણી આપો, તો સારૂં. રાજાએ મોંઢે અઠાડેલું પાણીનું પ્યાલું પાછું ખેંચી લઇ પેલા ચંડાળને આપી કહ્યું:-હે ભાઇ, તું સુખેથી પાણી પી, તારી તરસ મટાડ; મારૂં જે થવાનું હશે તે થશે, પણ તું જલદીથી પાણી પી જા. ચંડાળે પાણી પી રાજાને આશીર્વાદ દીધો અને કહ્યું:-

કે હે રંતિદેવ રાજા, હું પોતે આ ચંડાળના વેશમાં આ દુનિયાને નિભાવનાર પરમાત્મા છું. તારી કસોટી કરવા મેં આ પ્રયત્ન આદર્યો હતો. તું હવે સુખેથી તારી મરજીમાં આવે તે માગી લે. રંતિદેવે કહ્યું, ભગવાન, મારી પ્રજાનું દુ:ખ મારાથી જોવાતું નથી. અન્નજળ વિના તે ટળવળે છે. હું પચાસ દિવસનો અપવાસી છું છતાં મને જરા પણ દુ:ખ થતું નથી. પરંતુ મારી રૈયતનું દુ:ખ હું જોઈ શકતો નથી, માટે કૃપા કરી રૈયતને દુ:ખમાંથી મુક્ત કરો. ભગવાને કહ્યું:—હે રાજા, તારી ઈચ્છા પ્રમાણે ટુંક વખતમાં વરસાદ થઇ તારી પ્રજાનું દુ:ખ ટળી જશે. બીજે વરસે પુષ્કળ વરસાદ થયો, અને સર્વત્ર આનંદ પ્રસરી રહ્યો.

---

## ૭ શિબિ રાજા.

શિબિ નામનો રાજા હતો. તે પોતાની પ્રજાનું સારી રીતે રક્ષણ કરતો. તેના રાજ્યમાં પ્રજાને કોઈ પણ જાતનું દુ:ખ ન હતું. પ્રજાને ફાવે તે ધર્મ પાળવાની છૂટ હતી. શિબિ રાજા પોતાને શરણે આવેલા મનુષ્ય કે પ્રાણીનું સારી રીતે જતન કરતો.

એક વખત રાજા પોતાની સ્ત્રી સહિત યજ્ઞ કરવા બેઠા હતો. તે સમયે આકાશમાંથી હોલો અને શકરો

નામનાં બે પક્ષીઓ ઊડતાં ઊડતાં ત્યાં આવી ચઢ્યાં. આગળ હોલો અને તેની પાછળ શકરો હતો. હોલો આકાશમાંથી નીચે ઉતરી રાજાની ગોદમાં ભરાઈ ગયો. આ જોઈ શકરો બોલ્યો. હે શિબિ રાજા, તું હોલાને સોંપી દે, કારણ કે તે મારો શિકાર છે. શકરા પક્ષીને આ પ્રમાણે બોલતું સાંભળી ત્યાં બેઠેલા માણસો નવાઈ પામ્યા! પછી રાજાએ કહ્યું, શકરાબાજ, હોલો મારે શરણે આવેલો છે માટે હું તને સોંપીશ નહિ. તેને બદલે તારે બીજું જે માગવું હોય તે માગ. પક્ષીએ કહ્યું, રાજા, મારે તો તે હોલો જોઈએ છીએ, કારણકે મારે તેનું ભક્ષણ કરવું છે. મારે બીજું કંઈજ જોઇતું નથી. રાજાએ કહ્યું તે કદી બનવાનું નથી. તારે બીજું જે ખાવાનું જોઇએ તે સુખેથી માગી લે. તું કહે તે બીજા પ્રાણીનું માંસ તને ખાવા આપું, પણ આ હોલો તો તને નહિજ આપું. મારા જીવને જોખમે પણ હું એ હોલો તારે સ્વાધીન કરવાનો નથી. રાજાનાં આવાં વચન સાંભળી શકરો બોલ્યો:–હે રાજા, જો તને હોલો તારા શરીર જેટલોજ વહાલો હોય, તો તારા શરીરમાંથી હોલાની બરાબર માંસ કાપી મને આપ. એટલે પછી મારે તેની જરૂર નથી. રાજાએ તે વાતની હા કહી. ત્રાજવાં મંગાવી એક પલ્લામાં હોલાને મૂકી બીજા પલ્લામાં પોતાના શરીરમાંથી થોડું

માંસ કાપી મૂક્યું. માંસવાળું પલ્લું ઉંચું ગયું. રાજાએ ફરીથી માંસ કાપી મૂક્યું, છતાં પલ્લું ઉંચું ને ઉંચું જ રહ્યું. છેવટે રાજા પોતે પલ્લામાં બેઠો અને બોલ્યો, "આ લે મારો દેહ." રાજાના આ શબ્દો સાંભળી બંને પક્ષીઓ દેવના રૂપે પ્રકટ થયા અને બોલ્યા, હે શિબિ રાજા, તારા પરોપકારને ધન્ય છે. તારૂં શરીર અખંડ થાઓ, અને તારી કીર્તિ ચોપાસ પ્રસરો. પછી રાજાએ બંને દેવને નમસ્કાર કરી તેમની પૂજા કરી.

## ૮ ગુરુભક્તિ.

અસલના વારામાં દ્રોણાચાર્ય નામના ગુરુ હતા. તેમની પાસે તે વખતના રાજકુમારો ધનુર્વિદ્યા–બાણ મારવાની વિદ્યા–શીખવા જતા હતા. પાંડવ કૌરવો પણ તેમનીજ પાસે વિદ્યા શીખ્યા હતા.

હિરણ્યધનુષ નામનો ભીલ રાજા હતો. તેના પુત્રનું નામ એકલવ્ય હતું. એકલવ્ય શરીરે કદાવર હોઈ બહાદુર હતો. તેને ધનુર્વિદ્યાનો ઘણો શોખ હતો, તેથી તે દ્રોણાચાર્ય પાસે ગયો અને કહેવા લાગ્યો; હે ગુરુદેવ, આપ કૃપા કરી મને ધનુર્વિદ્યા શીખવો. દ્રોણાચાર્યે વિચાર્યું, કે આ ભીલ જાતિનો છોકરો જો ધનુર્વિદ્યામાં પ્રવીણ થશે, તો તે મહા અનર્થ કરશે. આથી તેમણે તેને ધનુર્વિદ્યા શીખવાની ના પાડી.

એકલવ્ય પ્રણામકરી ત્યાંથી પોતાને મુકામે ગયો. તેને દ્રોણાચાર્ય ઉપર ઘણીજ પ્રીતિ હતી, તેથી તેણે જંગલમાં એક મોટા ઝાડની નીચે દ્રોણાચાર્યનું માટીનું પુતળું બનાવી બેસાડયું. પોતે તેની સામે બેસી દરરોજ ધનુર્વિદ્યા શીખવા લાગ્યો. ટુંક વખતમાં તે ધનુર્વિદ્યામાં પ્રવીણ થયો. દ્રઢ શ્રદ્ધા અને વિશ્વાસથી માણસ ધારે તે કરી શકે છે.

એક વખત પાંડવો ફરતા ફરતા આ જંગલમાં આવી ચઢયા. તેમની પાસે એક કુતરો પણ હતો. જંગલમાં ઘણે દૂર ગયા પછી તેઓ કુતરાથી વિખુટા પડી ગયા. કુતરો જંગલમાં આમતેમ ફરતો ફરતો એકલવ્યના મુકામ તરફ વળ્યો. વેગળેથી એકલવ્યનું કાળું શરીર જોઈ કુતરે ભસવા માંડયું. આથી ભીલકુમારે કુતરાને એક પછી એક એવાં સાત બાણ માર્યાં. એમાંથી એક પણ બાણ કુતરાના શરીરને વાગ્યું નહિ, પરંતુ તે સાતે બાણથી તેનું મોં બંધ થઈ ગયું.

થોડીવારમાં પાંડવો કુતરાની શોધ કરતા ત્યાં આવી ચઢયા. તેઓ આવી રીતે કુતરાનું મોં બંધ કરેલું જોઈ વિસ્મય પામ્યા, અને બાણ મારનારની ચાતુરીનાં વખાણ કરવા લાગ્યા.

પાંડવોને ઉભેલા જોઈ એકલવ્ય તેમની પાસે આ-

વ્યો, અને પ્રણામ કરી સામો ઉભો રહ્યો. યુધિષ્ઠિરે પૂછયું, ભાઈ તમે કોણ છો, અને તમારૂં નામ શું છે? એકલવ્યે કહ્યું, હું દ્રોણાચાર્યનો શિષ્ય છું, અને મારૂં નામ ભીલકુમાર એકલવ્ય છે. આ જંગલમાં રહી હું ધનુર્વિદ્યા શીખું છું. અને બાકીનો વખત ગુરુભક્તિમાં ગાળું છું. એકલવ્ય દ્રોણાચાર્યનો શિષ્ય છે, એ વાત જાણી પાંડવો વિચારમાં પડયા, કારણ કે તેઓ પોતે પણ તેમના શિષ્ય હતા, છતાં આવી વિદ્યા શીખ્યા નહતા.

પાંડવોને પોતાના ગુરુભાઈ જાણી તેમની તેણે સારી રીતે આગતાસ્વાગતા કરી. ત્યાં એક બે દિવસ રહી પાંડવો દ્રોણાચાર્ય પાસે આવ્યા, અને તેમને સર્વ વાતથી વાકેફ કર્યા. દ્રોણાચાર્યે કહ્યું ભાઈઓ, એ ભીલકુમાર મારી પાસે વિદ્યા શીખવા આવેલો, પણ મેં ભીલ જાણી તેને વિદ્યા શીખવવાની ના પાડી હતી. છતાં તેણે મારી ભક્તિ અને દૃઢ વિશ્વાસથી તે વિદ્યા સારી રીતે સંપાદન કરી છે. હવે હું યુક્તિથી તેની વિદ્યા એ અજમાવી ન શકે એવી ગોઠવણ કરૂં છું; કારણ કે તે બાલ્યાવસ્થામાં આટલું પરાક્રમ બતાવે છે. તો આગળ જતાં તે શું ન કરી શકે?

થોડા વખત પછી દ્રોણાચાર્ય એકલવ્યને મુકામે ગયા. ભીલકુમારે ગુરુની રૂડી રીતે સેવાચાકરી કરી. વનનાં સુંદર પુષ્પોની માળા ગુંથી તેણે ગુરુની ડોકમાં પહેરાવી.

ફળફૂલ લાવી તેમની સન્મુખ મૂકયાં. કમંડળમાં નદીનું નિર્મળ જળ લાવી આપ્યું. પછી સાષ્ટાંગ દંડવત પ્રણામ કરી ગુરુની સન્મુખ હાથ જોડી ઉભો રહ્યો.

દ્રોણાચાર્ય પ્રસન્ન થયા અને હસતે મોંઢે બોલ્યા, બચ્ચા, હવે મારી ગુરુ દક્ષિણા લાવ. એકલવ્યે કહ્યું, પ્રભો, આપને જે જોઇએ તે ખુશીથી માગી લ્યો.

દ્રોણાચાર્યે એકલવ્ય પાસે તેના જમણા હાથનો અંગુઠો માગ્યો. ભીલકુમારે ખુશી થઇ અંગુઠો કાપી ગુરુને આપ્યો. ગુરુએ આશીર્વાદ દેઇ એકલવ્યને કહ્યું, હવે તું તારા બાકીના દિવસો ઈશ્વરભક્તિમાં ગાળ. ભીલકુમાર એકલવ્ય ત્યાર પછી પોતાના દિવસો નિરંતર ઇશ્વરભક્તિમાં ગાળવા લાગ્યો.

---

## ૯ અતિથિ સત્કાર.

પૂર્વે ક્રાન્તિ નગરમાં શ્રિયાળ નામનો રાજા રાજ્ય કરતો હતો. તે ઘણો પરાક્રમી તથા પરદુઃખભંજન હતો. રૈયતનું તે સારી રીતે જતન કરતો. તેણે દેશમાં ઠેકાણે ઠેકાણે વાવ, કુવા, ધર્મશાળા, તથા અન્નક્ષેત્રો ચાલુ કર્યાં હતાં. રૈયત પોતાનું દુઃખ રાજાને એકાંતમાં મળી કહી શકતી હતી. આખી પ્રજા શ્રિયાળ રાજાને પ્રભુ તુલ્ય ગણતી હતી. તેની સ્ત્રીનું નામ ચાંગુણા હતું. તે પણ તેના

જેવી પવિત્ર અને ધર્મિષ્ઠ હતી. રાજાને ચાંગુણાથી એક પુત્ર થયો, તેનું નામ ચીલયા હતું. પુત્ર રૂપ તથા ગુણનો ભંડાર હતો. નાનપણથીજ માતાપિતાની આજ્ઞા માન્ય કરતો. રાજા શ્રિયાળ પણ પોતાના પુત્રનું અનેક રીતે લાલનપાલન કરતો.

રાજારાણી અને પુત્ર અહોનિશ શંકર ભગવાનની ખરાભાવથી ભક્તિ કરતાં, અને પોતાને ત્યાં આવનાર અતિથિને મરજી મુજબ ભોજન કરાવતાં. થોડા જ વખતમાં રાજાની કીર્તિ ચોમેર પ્રસરી, દરરોજ હજારો અભ્યાગતો તેના અન્નક્ષેત્રમાં આવી મનગમતું ભોજન જમી ક્ષુધાને શાંત કરતા હતા.

એક વખત ફરતા ફરતા નારદઋષિ આ નગરમાં આવી પહોંચ્યા. રાજાની દાન કરવાની રીતથી સંતોષ પામી તેની કસોટી કરાવવા કૈલાસ તરફ પધાર્યા. કૈલાસ પતિએ–શંકરે–નારદજીને આવવાનું કારણ પૂછ્યું. નારદજીએ શ્રિયાળ રાજાની સર્સ હકીકત કહી, અને તેની ભક્તિનાં વખાણ કર્યા. નારદજીના કહેવાથી શંકર ભગવાન શ્રિયાળ રાજાની કસોટી કરવા વૃદ્ધ બ્રાહ્મણનું રૂપ ધારણ કરી કાંતિ નગરમાં આવ્યા.

શ્રિયાળ રાજા સવારના નિત્યકર્મથી પરવારી પોતાના અન્નક્ષેત્રમાં આવ્યા. વૃદ્ધ બ્રાહ્મણના વેશમાં આવેલા શંકર ભગવાને ત્યાં આવી રાજાને પ્રણામ કરી આશીર્વાદ

દીધો. રાજાને પોતાની ક્ષુધા શાંત કરવા કહ્યું.

રાજાએ પૂછયું, મહારાજ, આપને કયા ભોજનની ઇચ્છા છે. બ્રાહ્મણે કહ્યું, રાજા, મારી ઇચ્છા મનુષ્યનું માંસ જમવાની છે. માટે વેળાસર તૈયાર કરી મને જમાડ. બ્રાહ્મણનાં આવાં વચન સાંભળી રાજા વિચારમાં પડયો, કે આ બ્રાહ્મણ થઇ માંસ જમવાનું કેમ કહે છે. પછી રાજાએ પોતાની સ્ત્રીને બોલાવી આ બાબતમાં શું કરવું તેની સલાહ પૂછી. રાણીએ કહ્યું મહારાજ, આપણાથી બીજા માણસનું ખૂન કર્યા સિવાય માંસ મેળવી શકાય તેમ નથી. વળી વગર વાંકે બીજા માણસને મારી પણ કેમ શકાય. માટે તમો મને મારી મારા માંસથી આ બ્રાહ્મણને જમાડો. રાજાએ કહ્યું, રાણી, તું મરી જાય, અને હું જીવતો રહું એતો ન બને, માટે હું મારા શરીરનું માંસ જમાડી તેની ક્ષુધા શાંત કરૂં. પેલો બ્રાહ્મણ આ વાતચીત સાંભળતો હતો. તે એકદમ વચ્ચે બોલી ઊઠયો. હું તમારા બેમાંથી એકનું પણ માંસ જમનાર નથી. તમો બંને દાનેશ્વરી હોવાથી મને મહાપાતક લાગે. માટે તમારા પુત્રનું માંસ રાંધી મને જમાડો.

બ્રાહ્મણનું આ વચન સાંભળી રાજા અને રાણી ગભરાટમાં પડયાં, તેઓ બ્રાહ્મણને વિનંતી કરવા લાગ્યાં કે મહારાજ અમારો આ એકજ બાળક છે, અને તેની

ઉપર અમારા જીવનનો આધાર છે. માટે કૃપા કરી બીજી માગણી કરો.

બ્રાહ્મણે કહ્યું, જો તારી જમાડવાની ઈચ્છા ન હોય તો તું ના કહી દે. હું બીજે જઇ જમી લઈશ. આ તો તારી કીર્તિ સાંભળી હું અહીં આવ્યો હતો. આમ વાત ચાલે છે, તેવામાં નાનો બાળક ચીલયા રમતો રમતો ત્યાં આવી પહોંચ્યો. સર્વ વાતથી વાકેફ થઈ પોતાના પિતાને કહેવા લાગ્યો. " પિતાજી તમે આ શું કરો છો ? બારણે આવેલા અતિથિને શા માટે નિરાશ કરો છો ? મારૂં આ શરીર એક દિવસ ચિતામાં શેકાવાનુંજ છે, તો પછી મારા આ શરીરથી જો બ્રાહ્મણની ક્ષુધા શાંત થતી હોય તો વિના વિલંબે તેનો ઘટે તે ઉપયોગ કરો. મારો આ દેહ નાશવંત છે. લોહી અને માંસથી ભરેલા આ ગંદા દેહ ઉપર તમો જ્ઞાની થઈ શા માટે લોભાઓ છો વેળાસર અતિથિને પ્રસન્ન કરો, અને આ નિરાશા જવા દો.

પુત્રનાં આવાં વચન સાંભળી તેનાં માતાપિતા બહુ રાજી થયાં. પણ વાત્સલ્યને લીધે તેનું ખૂન કરવા તેઓ હિંમત ભીડી શકયાં નહિ.

છેવટ છાતી કઠણ કરી ચાંગુણા પોતાના પુત્રને રસોડામાં લઈ ગઇ. જે માતા પુત્રને નવ માસ ગર્ભમાં રાખી દુ:ખ સહન કરે છે, અને બાળકનો જન્મ થયા પછી

પણ તેનું રૂડી રીતે જતન કરે છે, તે માતા અત્યારે વચન પાળવા કસાઈનું કામ કરવા તૈયાર થઈ. તેણે પોતાના પુત્રને તરવારથી મારી તેના શરીરનાં મસ્તક અને ધડ જુદાં કર્યાં. મસ્તકને એક થાળીમાં રાખી મૂક્યું; કે દરરોજ તેનું મુખ જોઈ શકાય. પછી ધડને શેકી થાળીમાં પીરસી બ્રાહ્મણને જમાડવા ચાલી.

રાણી વેગળેથી નજરે પડતાં બ્રાહ્મણે રાજાને કહ્યું, હે રાજા, તું અને તારી રાણી મને છેતરવા માગો છો. મારે ભોજન નથી કરવું. એમ કહી બ્રાહ્મણે ચાલવા માંડયું. રાજાએ આજીજી કરી કહ્યું, મહારાજ, અમારો જે અપરાધ થયો હોય તે માફ કરો. અમારી શી ચૂક થઇ તે આપ સમજાવો.

બ્રાહ્મણે કહ્યું, રાજા, તારી સ્ત્રી તારા છોકરાનું મસ્તક રાખી મૂકી ધડને શેકીને લાવી છે, પણ મારે તો તે મસ્તક–માથા–નુંજ ભોજન કરવું છે. તે પણ હવે તો એવી રીતે કે તે માથું મારી નજરોનજર ખાંણીઆમાં ઘાલી તારી સ્ત્રી ખાંડે અને જરા પણ કંપારી ખાય નહિ, કે આંખમાંથી એક આંસુ પણ પાડે નહિ. તોજ હું ભોજન કરીશ.

રાજાએ વિચાર કર્યો કે જે થવાનું હતું તે થઈ ગયું છે. માટે હવે તો આ અતિથિ કહે તે પ્રમાણે કરી તેની ઈચ્છા પૂર્ણ કરવી.

ચાંગુણા ખાણીઓ લાવી. છોકરાનું મસ્તક તેમાં મૂકયું. કઠણ હૈયું કરી તેને ખાંડયું. રસોડામાં શેકી ભોજન તૈયાર કર્યું. રત્નજડિત સિંહાસન પર બ્રાહ્મણને બેસાડયા. સામે સોનાની થાળીમાં જમણ પીરસ્યું. બ્રાહ્મણે વિચાર્યું કે આ તો મારા સાચા ભક્ત છે, છતાં વધુ કસોટી કરવા રાજાને ઉદ્દેશી બોલ્યા; હે રાજા, તું અને તારી સ્ત્રી મારી સાથે બેસી જમો. યજમાનને મૂકી મારાથી ભોજન થાય નહિ. રાજારાણીને માથે મહા સંકટ આવી પડયું. માંસ અને તે પણ વળી પોતાના છોકરાનું તે કેમ જમાય! ન જમે તો બારણે આવેલો અતિથિ ભૂખ્યો જાય.

શ્રિયાળ રાજાએ રાણીને કહ્યું, હે સતી, આ પ્રસંગ કસોટીનો છે. મને લાગે છે કે શંકર ભગવાન આપણી ભક્તિની કસોટી કરવા આવ્યા છે. આપણી વહાલામાં વહાલી વસ્તુ નાશ પામી છે, તો પછી હવે નિરાશ થવાનું કારણ નથી. ચલો, આપણાં ભાણાં પીરસો. બારણે આવેલા અતિથિની ઇચ્છા પૂર્ણ કરો.

રાણીએ બે ભાણાં પીરસ્યાં. ત્રણે જણાં જમવાની તૈયારી કરવા લાગ્યાં. વૃદ્ધ બ્રાહ્મણના રૂપમાં આવેલા શંકર ભગવાન પ્રસન્ન ચિત્તે બોલી ઊઠયા, મારા ભક્તો, તમે ખરેખર મારા સાચાજ ભક્તો છો. હું જાતેજ શંકર છું. તમારી કસોટી કરવા મેં આ બધું કર્યું છે. હવે તમારી

જે ઇચ્છા હોય, તે સુખેથી માગો. એમ કહી તેમણે બ્રાહ્મણનો વેશ બદલી ખરા સ્વરૂપમાં દર્શન દીધાં.

રાજા અને રાણી હર્ષ પામ્યાં. તેમણે સાષ્ટાંગ દંડવત પ્રણામ કર્યા. પોતાનાથી કંઇ અપરાધ થયો હોય તો માફી આપવા કહ્યું.

પછી શંકર ભગવાને બાળક ચીલયાને જીવતો કર્યો. ત્રણેને આશીર્વાદ દઈ પોતે ત્યાંથી અંતર્ધ્યાન થઈ ગયા.

---

## ૧૦. અદલ ઇન્સાફ.

મોતીલાલ નામના શેઠ હતા. તેમની મુંબઈમાં શરાફની પેઢી હતી. દર રોજ લાખો રૂપીઆની લેવડદેવડ થતી હતી. એક દિવસ શેઠનો ગુમાસ્તો રૂપીઆ વીસ હજારની નોટો લઈ બીજા શરાફને ત્યાં ભરવા ગયો. રસ્તામાં તેના ગજવામાંથી નોટોનું બાંધેલું બંડલ પડી ગયું. રસ્તે જનાર એક માણસના હાથમાં તે આવ્યું. ગુમાસ્તો રૂપીઆ ભરવાને સ્થળે જઈ જુએ છે, તો ગજવામાં નોટો મળે નહિ. ગભરાતો ગભરાતો પાછો શેઠની દુકાને આવી કહેવા લાગ્યો. શેઠ સાહેબ, મારા ગજવામાંથી રસ્તામાં કોઈએ નોટો કાઢી લીધી. શેઠે તે માન્યું નહિ. ગુમાસ્તાને ખૂબ ધમકાવી કહ્યું કે તેં હાથે કરીને ગુમાવી છે; અથવા તો તું ચોરી ગયો છું. વધુ તપાસ કરવા તેણે ગુમાસ્તાને

પોલીસને સોંપ્યો.

આ તરફ જેને નોટો જડી હતી, તે માણસે પાસેની દુકાનવાળાને ખબર આપી. તેણે પોતાનું ઠેકાણું આપી કહ્યું કે કોઈ ખોળ કરતું આવે તો મારે ત્યાં મોકલજો. બીજે દિવસે મોતીલાલ શેઠને આ વાતની ખબર પડી. તેઓ ગાડીમાં બેસી પેલા માણસને ત્યાં ગયા, તેણે શેઠનો આદરસત્કાર કર્યો. વાતચીત કરી રૂપીઆ વીસ હજારની નોટો શેઠને પાછી સોંપી.

શેઠ બોલ્યા, મારી નોટો તો પચીસ હજારની હતી, અને આતો વીસ હજારની છેઃ માટે બીજી પાંચ હજારની લાવો. પેલા માણસે કહ્યું, શેઠ મને તો વીસ હજારનીજ નોટો જડી છે. હું જૂઠું બોલતો નથી. મારે રાખવી હોય તો આ વીસ હજારની પણ તમને શા માટે બતાવું ? લોભી શેઠે તે વાત ગણકારી નહિ. પાસેના થાણા પરથી પોલીસને બોલાવી, પેલા માણસને કેદ કરાવ્યો.

દસ દિવસ પછી કચેરીમાં તે બાબતનું કામ ચાલ્યું. ન્યાયાધીશે શેઠને પૂછ્યું. તમારી નોટો કેટલા રૂપીઆની ખોવાઈ છે ? સાહેબ, મારી પચીસ હજારની ખોવાઈ છે. ન્યાયધીશે ફરી પૂછ્યું, શેઠ, તમે સાચું બોલો છો ? હા સાહેબ, હું સાચુંજ કહું છું, કે મારી પચીશ હજારની નોટો ખોવાઇ છે. પેલા માણસની પણ કેટલીક તપાસ કર્યા પછી ન્યાયાધીશે ચુકાદો આપ્યો કેઃ-

શેઠ, તમારી રૂપીઆ પચીસ હજારની નોટો ખોવાઇ છે, અને આ તો રૂપીઆ વીસ હજારની છે, માટે તમારી નોટો બીજો કોઇ ચોરી ગયો હશે. આ તમારી નથી. તમારે બીજે તપાસ કરવી. પેલા માણસને ઉદ્દેશીને ન્યાયાધીશે કહ્યું, 'ભાઈ, હું તારા પ્રમાણિકપણાના બદલામાં તને આ રૂપીઆ વીસ હજાર સોંપું છું, તેનો તું ફાવે તેવો ઉપયોગ કરજે.' આ ચુકાદો સાંભળી લોભી શેઠ વીલે મોંઢે ઘેર ગયા. ન્યાયાધીશના આ ચુકાદાથી કચેરીમાં બેઠેલા બીજા માણસો તેનાં વખાણ કરવા લાગ્યા અને તેના અદલ ઈન્સાફથી સઘળા નવાઇ પામ્યા.

---

## ૧૧. ઉપકાર.

એક વખત પાંડવો ફરતા ફરતા ચક્રી નગરમાં આવી, એક ગરીબ બ્રાહ્મણના ઘરમાં ઉતર્યા. આ બ્રાહ્મણ ઘણોજ ગરીબ હતો. ભિક્ષા માગી પોતાના કુટુંબનું ગુજરાન ચલાવતો. નગરની પાસે બકાસુર નામનો રાક્ષસ રહેતો હતો. તેને દરરોજ નગરમાંથી ઘરદીઠ વારા ફરતી ખાવાનું તથા એક મનુષ્યનું બળિદાન આપવામાં આવતું હતું. જે દિવસે પાંડવો આ બ્રાહ્મણને ત્યાં આવ્યા તે દિવસે તેનોજ વારો હતો. ઘરમાંથી એક કહે કે હું જાઉં, અને બીજો કહે હું જાઉં. ભીમના જાણવામાં આ વાત

આવી. તેણે રાક્ષસની બધી હકીકત પૂછી લીધી. પછી કહ્યું કે આજે તમારે કોઈને જવાની જરૂર નથી. હું જઈશ. બ્રાહ્મણે કહ્યું:-મહારાજ, આપ તો અમારા મેમાન છો, આપને એ કામ શી રીતે સોંપાય ? આ સાંભળી ભીમની મા કુંતાજીએ બ્રાહ્મણને શાંત પાડી સમજાવ્યું કે ભીમ તે રાક્ષસને મારી પાછો આવશે, અને તમારા બધાંનું દુ:ખ ટાળશે. માટે તેને ખુશીથી જવા દો. સાંજ પડી એટલે ભીમ રાક્ષસના મુકામે ગયો. તેને ખાવાના લાડુ હતા તે પોતે ખાવા મંડયો. રાક્ષસ આ જોઈને ઘણો ચીઢાયો. તેણે ભીમના ઉપર ઓચિંતી તરાપ મારી. ભીમે પોતાની ગદાથી તેને ઠાર માર્યો. જ્યારે તે ગામના લોકોને બકાસુરના મરણની ખબર પડી, ત્યારે તેઓએ વાજતે ગાજતે ભીમને નગરમાં લાવી તેનો સારી રીતે સત્કાર કર્યો.

---

## ૧૨ એકાગ્રતા.

દ્રોણાચાર્ય નામના ગુરુ હતા. તેઓ અસ્ત્રવિદ્યા-બાણ મારવાની વિદ્યા-માં પ્રવીણ હતા. તે વખતના રાજકુમારો તેમની પાસે અસ્ત્રવિદ્યા શીખવા આવતા હતા. પાંડવ અને કૌરવ પણ તેમનીજ પાસે તે વિદ્યા શીખ્યા હતા. સર્વ શિષ્યોમાં અર્જુન ઘણો ચાલાક હતો. અસ્ત્ર-

વિદ્યાનું કામ તે બહુ સારી રીતે જાણતો હતો. આથી ગુરુ તેના ઉપર હંમેશાં પ્રસન્ન રહેતા.

એક વખત દ્રોણાચાર્યે પોતાના શિષ્યોની પરીક્ષા કરવા ધારી. એક લીલા રંગનો કૃત્રિમ પોપટ બનાવી મોટા વૃક્ષની ડાળમાં ગોઠવ્યો. પછી શિષ્યોને ધનુષ્યબાણ આપી એક હારમાં ઉભા રાખ્યા. દ્રોણાચાર્યે કહ્યું, શિષ્યો, જુઓ, સામા ઝાડ ઉપર પોપટ બેઠો છે. તેનું મસ્તક વીંધવાનું છે, માટે તમે બધા સજ્જ થાઓ.

પ્રથમ યુધિષ્ઠિરનો વારો આવ્યો. તેઓ ધનુષ્યબાણ ચઢાવી પોપટ મારવાને તૈયાર થયા. ગુરુ બોલ્યા, વત્સ, ' શું જુએ છે.' યુધિષ્ઠિરે ઉત્તર આપ્યો, મહારાજ, આપને, વૃક્ષને, અને પોપટને જોઉં છું. ગુરુ નિરાશ થયા. યુધિષ્ઠિરને ધનુષ્યબાણ મૂકી દેવાનું કહ્યું. પછી કૌરવોના મોટાભાઈ દુર્યોધનનો વારો આવ્યો. તેણે પણ યુધિષ્ઠિરના જેવોજ જવાબ આપ્યો. આથી ગુરુ ક્રોધાયમાન થયા. ત્યારપછી બીજા શિષ્યોને વારાફરતી બોલાવ્યા. તે બધાએ પણ તેનો તેજ જવાબ આપ્યો.

છેવટે અર્જુનને કહ્યું કે તું હવે તૈયાર થઈ જા. અર્જુન ગુરુને પગે પડયો. પછી ધનુષ્યપર બાણ ચઢાવી ઉભો. દ્રોણાચાર્યે અર્જુનને પૂછ્યું, અર્જુન તું શું જુએ છે? ગુરુજી, હું પોપટ જોઉં છું. ફરીથી પ્રશ્ન પૂછ્યો, હવે શું જુએ છે? મહારાજ પોપટનું શિર જોઉં છું.

ગુરુએ કહ્યું અર્જુન પોપટને વીંધ. તરત અર્જુને બાણ છોડયું. પોપટ વીંધાઈ જમીન પર પડયો. ગુરુ પ્રસન્ન થયા. જે કામ કરવાનું હોય તેમાં જ્યાંસુધી બરાબર મન ન પરોવીએ ત્યાંસુધી તે સારૂં થાય નહિ.

---

## ૧૩. મૃત્યુનું ઓસડ.

ચંપાનગરમાં કીસાગોતમી નામની એક સ્ત્રી હતી. તેને એક છોકરો હતો. તે પાંચ વર્ષની ઉંમરે મરણ પામ્યો. એકનો એક છોકરો હોવાથી બાઇ ઘણું કલ્પાંત કરવા લાગી. પોતાના છોકરાના શબને ઉંચકી તે ગાંડાની માફક રખડવા લાગી. રસ્તામાં જે મળે તેને કહે કે મારા આ છોકરાને જીવતો કરો.

તે બાઈ ફરતી ફરતી ગામ બહાર નીકળી ગઈ. ત્યાં તેને એક સાધુ મળ્યા. તેને જોઈ બાઈ બોલી, મહારાજ, મારા આ છોકરાને સજીવન કરો. સાધુએ જવાબ આપ્યો. બાઈ મારાથી તે જીવતો થઈ શકશે નહિ, પણ અહીંથી થોડે દૂર ગૌતમ ભગવાન રહે છે, તેની પાસે તું જા. બાઇ શોધ કરતી કરતી ગૌતમબુદ્ધ પાસે આવી પહોંચી.

છોકરાના શબને ગૌતમબુદ્ધના પગ પાસે મૂકી રડી પડી. મહારાજ, આપ મારી ઉપર કૃપા કરી મારા બાળકને સજીવન કરો. આ દુનિયામાં મારે એના સિવાય બીજું કોઇ છેજ નહિ. બુદ્ધ ભગવાને કહ્યું, બાઈ શાંત

થા. હું તારા બાળકને જીવતો કરૂં છું. પણ તેને સજીવન કરવાને માટે મારે રાઈની જરૂર છે. તું શહેરમાં જા અને રાઈ લેઈ આવ. પણ જોજે રાઇ એવા ઘરની લાવજે કે જ્યાં કોઇ પણ મનુષ્ય મરણ પામ્યું ન હોય. બાઈ રાજી થઈ રાઈ શોધવા નગરમાં આવી. સવારથી સાંજ સુધી ઘેરે ઘેર ફરી; પરંતુ એક પણ ઘર એવું ન જડયું કે જ્યાં કોઈ મરણ પામ્યું ન હોય. આખરે રાત પડવાથી થાકી ગઈ અને બુદ્ધ ભગવાન પાસે પાછી આવી.

મહારાજ, આપે કહ્યું તેવું એક પણ ઘર આ નગરમાં નથી. બુદ્ધ ભગવાન બોલ્યા, બાઈ, આ નગર તો શું પણ આખી દુનિયામાં તને એવું એક પણ ઘર મળશે નહિ. કે જેમાં એક પણ માણસ મરણ પામ્યું ન હોય. દુનિયામાં જન્મે છે, તે મરે છે. જેનું નામ છે, તેનો નાશ પણ અવશ્ય છેજ. બાઈ સમજી અને બુદ્ધ ભગવાનને પગે પડી ક્ષમા માગી. પછી પોતાના છોકરાને અગ્નિદાહ કરી તે પ્રભુની ભક્તિમાં દિવસ નિર્ગમન કરવા લાગી.

---

## ૩૪. આપણે કેવી રસોઇ જમીએ છીયે ?

મોતીચંદ નામના શેઠ હતા. તેમના છોકરાનું નામ કાન્તિલાલ હતું. શેઠ પૈસે ટકે સુખી હતા. તેમણે નાનપણથી પોતાના છોકરાને સારી રીતે વિદ્યાભ્યાસ કરાવ્યો હતો, તેથી તે પણ સદ્ગુણી હતો. કાન્તિલાલ ૨૦ વર-

સનો થયો ત્યારે ચંપા નામની છોકરી સાથે તેનાં લગ્ન કરવામાં આવ્યાં. તે વખત ચંપાની ઉંમર ૧૬ વર્ષની હતી તેનાં માબાપ ગરીબ હોવાથી તે ઉંચા પ્રકારની કેળવણી લેઇ શકી ન હતી, તોપણ ઘરનું તમામ કામકાજ તે સારી રીતે કરતી.

પોતાને સાસરે નોકર ચાકર હોવા છતાં ઘણુંખરૂં કામકાજ તે જાતેજ કરતી. સવારમાં વહેલાં ઊઠી ચાંલ્લા ચોટલાથી પરવારી સાસુ સસરાને માટે સેવાપૂજાની સામગ્રી તૈયાર કરતી. રસોઇઆને રાંધવાની સામગ્રી પૂરી પાડતી. રસોઇ થાય એટલે પોતે સર્વેને પીરસતી હતી. સૌ ખાઇને ઊઠે તે પહેલાં પાનનાં બીડાં તૈયાર કરી મૂકતી. પોતે બધાંને જમાડી જમતી.

બપોરના સમયમાં ઘરનાં રાચરચીલાં સંભાળતી. કોઇ અનાજ સડ્યું હોય તો નોકર પાસે તડકે નંખાવી સાફ કરાવતી. ફુરસદની વેળામાં ગૃહસંસારમાં ઉપયોગી તેમજ ધાર્મિક પુસ્તકો વાંચતી. રાત્રે જમી રહ્યા પછી થોડીવાર પાડોશીને ત્યાં બૈરાં ભેગી બેસતી, અને ગામ ગપાટા સાંભળતી.

તેની પાડોશમાં ગંગા નામની એક વૃદ્ધ ડોશી રહેતી હતી. તેને સૌ કોઇ માજી કહી બોલાવતાં. એક દિવસ રાત્રે વાળું કર્યા પછી ચંપા ગંગા ડોશીને ત્યાં બેસવા ગઇ. વાતમાંથી વાત નીકળતાં ડોશીએ ચંપાને પૂછ્યું:–બેટા, આજે ઉની રસોઇ જમ્યાં કે ટાઢી? ચંપાએ કહ્યું મા, ટાઢી.

બીજે દિવસે સવારે ડોશી દર્શન કરવા જતાં હતાં. રસ્તામાં શેઠનો નોકર મળ્યો તેને ડોશીએ પૂછ્યું. અલ્યા કાળીઆ, શેઠને ત્યાં કેમ કાલે કંઈ ટાઢું જમવાનું હતું? કાળીઆએ કહ્યું ના માજી, શેઠને ત્યાં તો કોઈ દિવસ ટાઢું જમવાનું હોતુંજ નથી. બંને વખત ઉની રસોઇ જમવામાં આવે છે. ડોશી આટલી વાત સાંભળી ચાલતી થઈ.

બીજે દિવસે સાંજે ચંપા બેસવા આવી ત્યારે ડોશીએ કાલવાળો સવાલ પૂછ્યો. ચંપા, આજે કેવી રસોઈ જમ્યાં? જવાબ તેનો તેજ મળ્યો. આથી ડોશીએ તેને કહ્યું, વહુ કેમ જુઠું બોલો છો? કાલે મેં તમારા નોકરને પૂછ્યું હતું તે તો કહેતો હતો કે શેઠને ત્યાં તો કોઇ દિવસ ટાઢી રસોઈ જમવામાં આવતીજ નથી. તોપછી તમને ટાઢી રસોઈ જમવાની ક્યાંથી મળી? ચંપાએ કહ્યું માજી, હું તો ટાઢીજ રસોઇ જમું છું. આ સાંભળી ડોશીને નવાઇ લાગી કે આ વહુ કેવું જુઠું બોલે છે. પોતે ઉની રસોઈ જમવા છતાં, પોતાના ઘરનું ખોટું દેખાડવાને માટે તે જુઠું બોલે છે.

રોજના નિયમ પ્રમાણે ત્રીજે દિવસે ચંપા બેસવા માટે આવી. ડોશીએ પારખું લેવા કેવી રસોઈ જમ્યાં તે પૂછ્યું. તેણે તેનો તેજ જવાબ આપ્યો. આથી ડોશી-

નો મિજાજ ગયો. તેણે કાળીઆને બૂમ પાડી. અલ્યા કાળીઆ, અહીં આવજે. કાળીઓ આવ્યો. ડોશીએ તેને પૂછ્યું, અલ્યા, આ વહુ આજે કેવી રસોઇ જમ્યાં છે ? માજી, એ અને શેઠાણી બંને ઉની રસોઇ જમ્યાં છે. શેઠને ત્યાં રસોઇઓ તથા નોકર સુદ્ધાં ઉની રસોઇ જમે છે. કોઇ ટાઢું જમતુંજ નથી. ડોશી ચંપાના સામું જોઇ બોલી. ચંપા સાંભળ્યું કે ? તારૂં જુઠાણું પકડાઇ ગયું. નોકર સુદ્ધાં ઉની રસોઇ જમે છે, અને તમે કહો છો કે હું તો ટાઢું જમી. આવું જુઠું શા માટે બોલો છો ? ચંપાએ કહ્યું માજી, રસોઇઓ અને નોકર ઉનો રસોઇ જમે છે, પણ હું તો ટાઢીજ જમું છું. એમ કહી તે હસી પડી. ડોશી સમજી અને તેને પૂછવા લાગી. વહુ બેટા, તમો બહુ સમજુ દેખાઓ છો. તમો તથા કાન્તિલાલ મોતીચંદ શેઠની કમાઇ ખાઓ છો, તેથી તું ટાઢી રસોઇ જમ્યાનું કહે છે, કેમ ખરૂં કેની ? ત્યારે ચંપા બોલી:-હા માજી. જ્યાંસુધી મારા સ્વામી કમાતા નથી, અને બાપની કમાઇ ખાય છે, ત્યાંસુધી મારાથી ઉની રસોઇ કહી પાપમાં શી રીતે પડાય ?

ચંપાનું આવું ડહાપણ જોઇ માજીએ તેને શાબાશી આપી. નોકરે ચંપા અને ડોશી વચ્ચે થએલી વાતચીત ઘરમાં જઇ કરી. શેઠશેઠાણી હર્ષ પામ્યાં, અને વહુના

ડહાપણનાં વખાણ કરવા લાગ્યાં. કાન્તિલાલ પોતાને આવી સુશીલ પત્ની મળવાથી મનમાં આનંદ પામ્યો. તેણે મનમાં સંકલ્પ કર્યો કે મારા પત્નીનું કહેવું સત્ય છે. હવે હું યોગ્ય ઉંમરનો થયો છું, માટે ઘરનો અને કમાવાનો ભાર પિતાજીના શિર ઉપરથી ઓછો કરવો જોઇએ.

પછી તેણે થોડા વખત પરદેશ જઇ હુન્નર ઉદ્યોગ શોધી કાઢી એક નવું કારખાનું ઉઘાડવાનો દૃઢ નિશ્ચય કર્યો. આ વાતને બે માસ વીત્યાબાદ છોકરો પિતાની આજ્ઞા લેઇ પરદેશ ગયો. ઇશ્વર કૃપાથી તે ત્યાં રહ્યો અને રસાયનવિદ્યામાં પ્રવીણ થયો. પાંચ વર્ષ વીત્યાબાદ તે સ્વદેશ તરફ પાછો ફર્યો. તેણે સ્વતંત્ર પ્રયોગશાળા સ્થાપી, અને પોતાના જ્ઞાનનો લાભ દેશને આપવા લાગ્યો.

છોકરાને સારી સ્થિતિમાં આવેલો જોઈ મોતીચંદ શેઠ અતિ પ્રસન્ન થયા. ચંપા પણ હવે પહેલાં કરતાં વધારે સુખી થઇ અને પોતાના દિવસ આનંદમાં ગુજારવા લાગી. શીતળા સાતેમનો દિવસ આવ્યો. બપોરે જમી પરવારી સઘળાં ભેગાં થઈ બેઠાં. ચંપાને જોઈ ગંગા ડોશીએ પૂછ્યું, કેમ બેટા, આજે તો શીતળા સાતેમ છે, એટલે ટાઢી રસોઇ જમ્યાં હશો ? ના માજી, હવે તો હું ગમે તે દિવસ હોય તોપણ ઉનીજ રસોઇ જમું છું, ડોશી ચંપાનું કહેવું સમજ્યાં અને તેને આશીર્વાદ દેઈ

તેનાં વખાણ કરવા લાગ્યાં. વાચક, બાળક કાન્તિલાલ કમાતો થયો, એટલે ચંપાએ આવો જવાબ આપ્યો. એ તું સહેલાઇથી સમજી શકીશ.

---

## વચનામૃતો.

૧ વિદ્યા ધન સાચું, બાકી બધું કાચું.

૨ માબાપ અને ગુરુને દેવ સમાન માનો.

૩ પચીસ વર્ષની ઉંમર સિવાય પરણવું નહિ.

૪ કોઇ જાતનું વ્યસન કરવું નહિ.

૫ અન્યાયે મેળવેલું ધન ઝાઝો વખત ટકતું નથી.

૬ કરજ કરીને ખોટું ખર્ચ કરવું નહિ.

૭ કોઈ પણ કામમાં ક્રોધ ચઢે ત્યારે ખામોશી ખાવી.

૯ દુર્જનની પાડોશમાં રહેવાથી, સજ્જન પણ દુઃખને પામેછે.

૧૦ બીજું ધન ખર્ચ કરવાથી ઘટે છે, પણ વિદ્યાધન ખરચ્યાથી વધે છે.

૧૧ લોકની નિંદાને તાબે થઇ, સત્કાર્ય પડતું મૂકવું ન જોઇએ.

૧૨ દેશદ્રોહી થનાર મહાપાપી ગણાય છે.

ભાગ પહેલો સમાપ્ત.